મણિ સ્મારક ગ્રંથમાળા.

# દેવી અઘોર કામિની

## જીવન ચરિત્ર.





શિવપ્રસાદ દલપતરામ પંડિત

દ્વિતીય આવૃત્તિ.

સ્વર્ગસ્થ અ. સૌ. કમળા સ્મારક ગ્રન્થમાળા અંક ૧.

# દેવી અઘોરકામિની.

## ( જીવનચરિત્ર. )

લેખક અને પ્રકાશક,

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

કોટારાજ્ય—રાજપુતાના.

બીજી આવૃત્તિ.  નકલ ૨૫૦૦.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

મૂલ્ય ૦—૧—૬.

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

શિવપ્રસાદ દલપતરામ પંડિત.
આરાં-કોટાસ્ટેટ—રાજપુતાના.

રા. રા. રમણિકલાલ અમૃતલાલ મહેતા.
કાનજી ખેતસીચાલ કાંદાવાડી ૪—મુંબાઈ.

રા. રા. ડૉક્ટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ.
ફરતા વિસામા પાસે સારંગપુર—અમદાવાદ.

# સમર્પણ.

સંસારયાત્રાની અનેક ઉપાધિઓમાંથી મ્હને મુક્ત રાખી ગૃહ-
સંસારને ઉત્તમરૂપે ચલાવનાર મ્હારી કુશળ ગૃહિણી,
મ્હારા સુખ અને સ્વાસ્થ્યમાંજ સુખ તથા સંતોષ
માનનારી તથા મ્હારી સાહિત્ય પ્રવૃત્તિ-
ઓમાં અનેક રીતે અનુકૂળતા કરી
આપનારી મ્હારી પ્રિય
સહધર્મિણી.
* અ. સૌ. કમળા
ના
પવિત્ર આત્માને
ત્હેના ચિર વિયોગથી
દુઃખી થયેલા પતિ તરફથી,
સ્નેહજીવનના અનેક સ્મરણો સાથ
**સમર્પિત.**

૩૧-૧૨-૧૯૧૦. } શિવપ્રસાદ દલપતરામ પંડિત.

* જન્મ ૧૪ માર્ચ ઈ. સ. ૧૮૮૬; મૃત્યુ ૨૦ મી ડીસેંબર ઈ. સ. ૧૯૧૦.

તૈયાર થાય છે ! થોડા વખતમાં બ્હાર પડશે ! નામ નોંધાવો.

આજ લેખકનું બીજું પુસ્તક.

# પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર ચરિત.

બંગાળામાં 'દયાનાસાગર' તરીકે ઘેરેઘેર પ્રખ્યાત થયેલા, આ દેશમાન્ય વિદ્વાન, પરોપકારી, સુધારકનું સંક્ષિપ્ત અને સરળ ભાષામાં લખાયલું સચિત્ર જીવન ચરિત્ર. કિંમત લગભગ પાંચ આના.

નામ નોંધાવાનું ઠેકાણું.

**શિવપ્રસાદ દલપતરામ પંડિત.**

બારાં-કોટાસ્ટેટ—રાજપુતાના.

# પ્રસ્તાવના.

શ્રીયુક્ત અમૃતલાલ ગુપ્ત મહાશયનું લખેલું આ ન્હાનકડું જીવનચરિત્ર બંગાળી ભાષામાં, કેટલાક સમય ઉપર, મ્હારા વાંચવામાં આવ્યું. મ્હને એમાંથી ઘણી ગ્રહણ કરવા યોગ્ય માહિતી મળી. હમેશાંના મ્હારા નિયમ પ્રમાણે એ જીવન ચરિત્રનું ગુજરાતી ભાષાન્તર મ્હેં મ્હારી સ્વર્ગસ્થ પત્નીને વાંચી સંભળાવ્યું. હમને ઉભયને લાગ્યું, કે જો આ જીવન ચરિત્ર ગુજરાતી સન્નારીઓ સમક્ષ મુકાય તો વિશેષ લાભ થાય. આ જીવનચરિત્રને કોઇ સ્ત્રી ઉપયોગી માસિકમાં પ્રગટ કરવાની મ્હારી ઇચ્છા હતી, એ અરસામાં કાંઈ કારણસર મ્હારે અમદાવાદ આવવું થયું. અને ગુજરાત સાહિત્ય સભાના હાલના ઉત્સાહી મંત્રી, મ્હારા મિત્ર રા. રા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇને એ લેખ વંચાવતાં, એમણે એવી ઇચ્છા દર્શાવી કે માસિકમાં પ્રગટ થતાં પ્હેલાં જો આ જીવનચરિત્રનું જાહેર વાંચન થાય તો વિશેષ લાભ થશે. આ ઇચ્છાને માન આપીને તા. ૩૦-૮-૧૯૧૦ ને દિને અ. સૌ. બ્હેન શારદા સુમન્ત મહેતા. બી. એ. ના પ્રમુખપદ નીચે આ જીવનચરિત્રનું અમદાવાદના પ્રેમાભાઇ હોલમાં જાહેર વાંચન થયું.

ત્ય્હાર બાદ, આ પરોપકારી સન્નારીનું જીવનચરિત્ર સ્ત્રીઓના હિતાર્થે પ્રસિદ્ધ થતા અત્રેના 'સુંદરી સુબોધ' માસિકમાં પ્રગટ થયું અને કેટલાક સદ્ગૃહસ્થ અને સન્નારીઓની સૂચના અનુસાર ત્હેની એક છૂટક આવૃત્તિ છપાવવામાં આવી. પરન્તુ ઘણા અલ્પ સમયમાં એ આવૃત્તિ ખપી જવાથી તથા કેટલાક સજ્જનો તરફથી ત્હેની વારંવાર માગણી થવાથી, મ્હારા સદ્ગત ધર્મપત્નીના સ્મરણાર્થે, આ બીજી આવૃત્તિ જન સમાજ સમક્ષ રજૂ કરવામાં આવે છે. આશા છે કે આપણી સ્ત્રીઓની ઉન્નતિ અર્થે પ્રયાસ કરનાર ગૃહસ્થો અને સન્નારીઓ આ સાહસને ઉત્તેજન આપી આ લઘુ પુસ્તકનો સ્ત્રી વર્ગમાં પ્રસાર કરશે.

આપણી સ્ત્રીઓની જ્‍હાં સુધી ઉન્નતિ થઇ નથી, જ્‍હાં સુધી ત્‍હેમની માનસિક શક્તિઓનો વિકાસ થયો નથી, જ્‍હાં સધી ત્‍હેમને માટે ઉપયોગી પુસ્તકોનો અભાવ છે, ત્‍હાં સુધી દેશોદયની આશા અરણ્ય રૂદન સમાન છે. ભવિષ્યમાં આ સાધ્વી સન્નારીનું વિસ્તૃત જીવનચરિત્ર ઉપસ્થિત કરી ગુર્જર પ્રજાને એક આદર્શ દામ્પત્ય જીવનની ઝાંખી કરાવવા ઇચ્છા છે. પ્રભુ તે પૂર્ણ કરો !

ખાડીયા.
શ્રીરામજીની શેરી.
અમદાવાદ.

શિવપ્રસાદ દલપતરામ પંડિત.





# દેવી અઘોરકામિની.

## ( એક જીવનચરિત્ર )

આજથી લગભગ ત્રણ વર્ષ ઉપર ' સ્ત્રી બોધ ' માસિકના સ્મારક અંક માટે ' ભક્તિ અને સેવા ' સંબંધી એક લઘુ લેખ લખતાં, આપણા દેશની સ્ત્રીઓને માટે મ્હેં સેવા ધર્મની આવશ્યકતા બતાવી હતી. સેવાસદનના પરોપકારી ખાતાની યોજના આપણા દેશભક્ત વિદ્વાનોને હાથે એ સમયે ઘડાઇ રહી હતી. આજે તે શુભખાતું સ્થપાયાને ત્રણેક વર્ષનો અરસો થઈ ચૂક્યો છે. આપણી કેટલીક ભારતવાસી બ્હેનોએ પવિત્ર સેવાવ્રતને પોતાની ઇચ્છાથી અખત્યાર કર્યું છે; તો ત્હેમની આગળ એક એવાં સન્નારી કે જ્હેમણે એવા કોઇ પણ મંડળનું અસ્તિત્વ નહીં છતાં, માત્ર પોતાના અંતરની દૃઢ ઇચ્છાથી પ્રેરાઇને, સંસારમાં રહેવા છતાં પણ, પોતાનું સમસ્ત જીવન 'સેવા' કાર્યમાં સમર્પણ કર્યું હોય ત્હેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર રજૂ કરવું કાંઈ અસ્થાને નહીં ગણાય.

એવાં એક સન્નારી બંગાળા પ્રાન્તમાં થઇ ગયાં છે. ત્હેમનું નામ દેવી અઘોરકામિની હતું. ત્હેમના પતિ શ્રીયુક્ત પ્રકાશચન્દ્રરાય બિહાર પ્રાન્તમાં એક જાણીતા ગૃહસ્થ છે. પ્રસિદ્ધ બ્રાહ્મઉપદેશક બાબુ કેશવચન્દ્રસેનના એ પરમમિત્ર હતા. સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્ર મજૂમદાર પણ ત્હેમના જબરા દોસ્ત હતા. અને સાધારણ બ્રાહ્મસમાજના હાલના આચાર્ય પૂજ્ય શ્રી શિવનાથ શાસ્ત્રી ત્હેમને પોતાના સગાભાઈના જેટલું વ્હાલ છે. ત્હેમના પુત્ર શ્રીયુક્ત સુબોધચન્દ્રરાય કલકત્તા હાઇકોર્ટમાં બેરિસ્ટરનો ધંધો ચલાવે છે. પ્રકાશચન્દ્ર એક પરમભક્ત

છે. ભક્તિરસથી ઝળકી રહેતા, હસતા ચ્હેરા સાથે જ્યહારે એ બંગાળામાં બ્રાહ્મસમાજી સ્ત્રી પુરૂષોની આગળ ઉભા રહે છે ત્યહારે ઘણા કેળવાયલા પુરૂષો ત્હેમના ચરણની રજ ગ્રહણ કરીને પોતાને કૃતાર્થ માને છે. પણ બંગાળાના બ્રાહ્મસમાજીઓની બહાર એમનું નામ જોઇએ તેટલું જાણીતું નથી. એ એક ડેપ્યુટિ કલેક્ટર હતા. મ્હોટો માનવંતો હોદ્દો અને જોઇતું ધન એ મેળવી ચુક્યા છે, પણ ત્હેમની આગલી વયમાં જે દુર્લભ સ્ત્રીરત્ન ત્હેમણે મેળવ્યું હતું, ત્હેની સરખામણીમાં ત્હેમની બધી માલમિલ્કત તુચ્છ છે. એ સ્ત્રી અઘોરકામિની, ત્હેમના જીવનનાં અને ત્હેમના ધર્મપથનાં સાચાં સાથી હતાં. જેવી રીત્યે પુષ્પવાળાં વૃક્ષો પોતાના સુંદર પુષ્પવડે આખા બગીચામાં સુગંધી ફેલાવે છે, તેવીજ રીત્યે આ ભક્તિમતી નારીએ પોતાના હૃદયનાં ભક્તિરૂપી પુષ્પોવડે સ્વામીના કંટકમય માર્ગને સુગંધીથી આચ્છાદિત કર્યો હતો. ત્હેમને લીધે ત્હેમના સ્વામીનો જીવનમાર્ગ ઘણોજ સુંદર અને ત્હેમની સંસારયાત્રા ઘણીજ આનંદજનક બની હતી.

આ સંસારમાં સ્ત્રીપુરૂષોમાં ગુણનાં કજોડાં ઘણીવાર જોવામાં આવે છે. વિદ્વાન અને સાહિત્યપ્રેમી પુરૂષને કાળા અક્ષરને કુટી મારે એવી સ્ત્રીસાથે, ભક્તને કંકાસીઆ સ્વભાવની કર્કશા સાથે, ઉદાર દીલના સખાવતી ગૃહસ્થને કંજુસ સ્ત્રી સાથે, અને ધાર્મિક સુધારકને સાંકડા વિચારવાળી અધમ સ્ત્રી સાથે પાનું પડયું હોય એવા બનાવો કાંઈ વિરલ નથી.

બગીચામાં જે અનેક લતાઓ વૃક્ષને વળગી રહે છે ત્હેમાંની કેટલીક એવી હોય છે કે જહેના ભારને લીધે વૃક્ષો શક્તિહીન થઇને પડી જાય છે, ત્યહારે કેટલીક એવી પણ નાજુક વેલડીઓ હોય છે, કે જહેનાં રંગબેરંગી પુષ્પો અને હરિયાળાં સુંદર પલ્લવોને લીધે વૃક્ષની શોભા સો ગણી વધી જાય છે. ત્હેવીજ રીતે આ સંસારમાં એવાં પણ અનેક સ્ત્રીરત્નો હોય છે કે જહેમના હૃદયની મધુરતા અને અંતરની પ્રીતિ તથા પવિત્રતાને લીધે પતિનો સંસાર સ્વર્ગ રૂપ બની જાય

છે. એવીજ પુણ્યશાળી નારીઓની માફક દેવી અઘોરકામિની પોતાના હૃદયની મહત્તા અને ઉચ્ચ ગુણોના મહિમાવડે સ્વામીને સૌભાગ્યવાન કરી ગયાં છે.

અઘોરકામિનીનું કર્મજીવન અવસાન પામ્યું છે. ત્હેમણે આ દુનિયાનો ત્યાગ કર્યો છે; પણ એમના પતિનો દૃઢ વિશ્વાસ છે કે એમનો મૃતદેહ માટીમાં મળી જવા છતાં પણ ત્હેમનો અમર આત્મા સ્વામીને ત્હેમના કાર્યમાં સહાય્ય કરે છે. પત્નીને માટે આટલો બધો ઉચ્ચભાવ હોવાથી ત્હેમણે ત્હેમનું એક જીવનવૃત્તાંત પ્રગટ કર્યું છે. આ ગ્રન્થ ઘણી શિક્ષણ યોગ્ય વાતોથી ભરપુર છે અને ઉંચી કેળવણી, ઈશ્વરભક્તિ અને સ્વામીની સહાયતા મેળવ્યાથી એક નારીજીવન પ્રભુભક્તિ, વૈરાગ્ય, અને સેવાના વિષયમાં કેટલું ઉન્નત થઈ શકે છે એ તે ઉપરથી સહજ જણાઈ આવે છે. એ સદ્‌ગુણસંપન્ન ભક્તિમતી, તેજસ્વી નારીના જીવનનું વિવરણ ઘણાજ સંક્ષેપમાં હમે નીચે ઉતારીએ છીએ.

## ૨.

બગાળી સંવત ૧૨૬૩ ના વૈશાખ માસમાં એટલે ઇ. સ. ૧૮૫૪ ની સાલમાં ચોવીસ પરગણામાં આવેલા શ્રીપુર ગામમાં દેવી અઘોરકામિનીનો જન્મ થયો હતો. ત્હેમના પિતા એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. પૈસે ટકે પણ સુખી હતા. ઉંચુ કુળ અને પૈસા બંને હોવાથી કન્યાને માટે યોગ્ય વર મેળવવામાં એમને કાંઈ મુશ્કેલી નડી નહીં, અને એ સમયના રિવાજ મુજબ દસ વર્ષની બાળવયમાં જ અઘોરકામિનીનું લગ્ન પ્રકાશચન્દ્ર સાથે થઇ ગયું.

વિવાહ થતાં પહેલાં એક કૌતુકજનક બનાવ બન્યો હતો. બાળક કન્યાને જ્યહારે પોતાનો વિવાહ મળ્યાની ખબર પડી ત્યહારે ત્હેને વર જોવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઈ. વરને ઘેર જમવા તેડયો હતો ત્યહારે એ વરને જોવાની હોંશમાં અગાશી ઉપર ચ્હડી. અને વરને જોઇને

કાંઇ એવું ભાન ભૂલી ગઈ કે એકદમ અગાશી ઉપરથી નીચે પડી ગઈ; પણ પ્રભુએ ત્હેને બચાવી લીધી.

અઘોરકામિની પોતાના પાછલા જીવનમાં લોકસેવાને માટે જે આત્મ-સમર્પણ કરી શક્યાં, સેવાને પોતાનો સ્વાભાવિક ધર્મ બનાવી શક્યાં, ત્હેનો આભાસ બચપણથીજ થયો હતો. જ્યહારે એ દસ વર્ષનાં હતાં ત્યહારે ત્હેમનો ભાઇ શીતળાના રોગથી પીડાતો હતો. એ સમયે અઘોર-કામિનીએ પોતાના શરીરને તુચ્છ ગણીને જીવને જોખમે પણ એ ચેપી રોગમાં એની બહુ સેવા ચાકરી કરી હતી. એટલી ન્હાની વયમાંજ એ સાસરે આવીને સાસુજીને મદદ કરવા લાગ્યાં હતાં, અને સુંદર સ્વાદિષ્ટ ભોજન બનાવતાં શીખ્યાં હતાં. ત્હેમનું ઘરકામ જોઇને બધાને સંતોષ થતો હતો. એ વખતે જ એમના સ્વભાવમાં તેજસ્વિતા જણાઇ આવતી. ઘરના ચાકર નોકરો ઘણીવાર ઘરની ન્હાની વહુ ઉપર પોતાનો રોફ બતાવવા જાય છે. એવુંજ એક વખત અઘોરકા-મિનીના પ્રસંગમાં બન્યું. ઘરની નોકરડીએ ત્હેમને નકામી ગાળો દીધી. બાળક વહુથી એ સહન કરી શકાયું નહીં અને સ્ત્રીઓને ઉચિત શબ્દોમાં એને ખૂબ ઝાટકી નાંખી.

વિવાહ થયા પછી કેટલાંક વર્ષ બાદ પ્રકાશચન્દ્રે બ્રાહ્મધર્મ ગ્ર-હણ કર્યો. એ સમયે અઘોરકામિની કાંઇ વધારે ભણ્યાં ગણ્યાં નહોતાં; પણ એમણે સાધારણ બુદ્ધિના બળવડે પતિના ધર્મને ગ્રહણ કરવા યોગ્ય ગણ્યો; એવી રીત્યે સ્વામીના નવધર્મને અનુસરવાથી એમને એક સખ્ત કસોટીમાં કસાવું પડયું. કારણ કે એ સમયે એ તરૂણ કુળવધુ ઘરની વડિલ સ્ત્રીઓને તાબે હતાં; છતાં પણ એમને ઘરની ચાલતી આવેલી રૂઢીઓની વિરૂદ્ધ ચાલવું પડતું. વળી આટલા માટે એમને ગામની સ્ત્રીઓનાં મ્હેણાં પણ કાંઇ ઓછાં સાંખવાં પડયાં નહોતાં.

ત્યહારબાદ પ્રકાશચન્દ્ર 'હરિનાભિ' સ્કૂલના બીજા માસ્તર નીમાયા; અને પત્નીને લઇને તેઓ નોકરીએ લાગ્યા. એ સમયે પંડિત શિવનાથ

શાસ્ત્રી એ નિશાળના હેડ માસ્ટર હતા. ત્હેમની સાથે ઉપાસનામાં સામેલ રહેવાથી તથા ત્હેમના કુટુંબના સમાગમમાં આવવાથી અઘોરકામિનીને ઘણો લાભ થયો. શાસ્ત્રી મહાશય સાથે એમને એવો ઘાડો સંબંધ બંધાયો કે જ્યહારે પ્રકાશચન્દ્રની બદલી "મતિહારી" થઇ ત્યહારે વિદાય વખતનો દેખાવ ઘણોજ કરૂણોત્પાદક હતો.

મતિહારી જઇને અઘોરકામિની સ્વામીનાં શિષ્ય બન્યાં; સ્વામીની પાસે ધર્મનું શિક્ષણ મેળવીને, સાધનાનો આરંભ કર્યો; એ સમયે એમની આર્થિક સ્થિતિ સારી નહોતી. પણ પારસમણિના સ્પર્શથી જેમ લોઢું પણ સુવર્ણ થઇ જાય છે તેમ ધર્મના સ્પર્શથી ત્હેમનું ચિત્ત નિર્મળ અને ઉદાર થઇ ગયું. સુવર્ણના અલંકારોથી દેહને ખડકવાનો શોખ ત્હેમણે ઓછો કરી નાંખ્યો હતો. ઇ. સ. ૧૮૭૭ ની સાલમાં લોકોને અન્નનું કષ્ટ છે એ વાત સાંભળીને ત્હેમણે પોતાના હાથની સોનાની બંગડીઓ જરા પણ ખેદ વગર દુકાળ ફંડમાં દાન કરી દીધી હતી.

સંસારપથની કઠોરતાનો ત્હેમને ધીમે ધીમે અનુભવ થવા લાગ્યો. પોતે અબળા, ઘરનો ભાર ઉઠાવનાર ગૃહિણી, તથા સંતાનોની જનની હતાં, છતાં પણ ગૃહત્યાગી ઋષિઓ જ્હેની વાંચ્છના કરે એવા બ્રહ્મની પ્રાપ્તિની ત્હેમને અભિલાષા ઉત્પન્ન થઇ. કઠોર સાધના વગર આ અભિલાષ કેવી રીત્યે પૂરો થાય? એટલા માટે ત્હેમણે કઠોર સાધનાનો આરંભ કર્યો. સૌથી પહેલાં તો સ્ત્રીઓમાં કુદરતી રીત્યે રહેલી સુખની લાલસા સાથે એમને સંગ્રામ કરવો પડ્યો. એ દૂરઅંદેશ બાઇ સમજી શક્યાં હતાં કે ભક્તિનું અમૃતમય ઝરણું અને સંસાર એ બેની વચ્ચે વૈરાગ્યનું એક રેતાળ રણ પડ્યું છે. જે બ્હીકણુ આદમી વૈરાગ્યની એ મરૂભૂમિને જોઇનેજ ભય પામે છે, ત્હેમને માટે ભક્તિનો અમૃતરસ પીવાનો કોઇ પણ સંભવ નથી. પણ જે સાહસિક મનુષ્યો નિડર થઇને એ મરૂભૂમિને ઓળંગી જાય છે તેજ નિર્મળ ઝરણાનું જળપાન કરીને ભક્ત થવા પામે છે. કુદરતે દેવી અઘોરકામિનીને એક દુર્બળ

બંગાળી અબળા બનાવ્યા છતાં પણ ત્હેમના અંતઃકરણમાં તેજનું સ્ફુરણ કરાવવામાં કાંઇ કચાશ નહોતી રાખી. એથી જ એમણે વૈરાગ્યના માર્ગમાં ચાલવાનું સાહસ કર્યું. અંગઉપરનાં સુંદર વસ્ત્ર આભુષણોનો ત્યાગ કરીને ત્હેમણે સાદાં વસ્ત્ર પહેર્યાં. આ અવસ્થાને લક્ષમાં રાખીને બાબુ પ્રકાશચન્દ્રે પોતાની પત્નીને **'ગૃહસ્થ વૈરાગિની'** શબ્દથી સંબોધન કર્યું છે.

એક સમયે દેવી અઘોરકામિની કલકત્તે ગયાં હતાં. તે વખતે ત્હેમની ઇશ્વિરોપાસના તરફની પ્રીતિ જોઇને મહાત્મા કેશવચન્દ્રે અન્ય સ્ત્રીઓને શીખામણ દીધી હતી કે આ નવી આવેલી બાઇ પાસેથી ત્હમે ઉપાસના ઉપરનો પ્રેમ શીખો.

કલકત્તાથી પાછા ફરતી વખતે અઘોરકામિનીએ કેશવચન્દ્રને કહ્યું કે મ્હને ભુલશો નહીં. કેશવચન્દ્રને ત્હેમના ઉપર એટલી શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી કે ત્હેમણે પ્રસન્નવદને કહ્યું, ' ભુલાય ખરૂં કે ? '

પ્રકાશચન્દ્રની મતિહારીથી બદલી થઇ જવાથી તેઓ બાંકીપુર ગયાં. ત્હેમણે ઘણા સમય સુધી બાંકીપુરમાં ડેપ્યુટી મેજીસ્ટ્રેટનો ઓદ્ધો ભોગવ્યો હતો, એટલે બાંકીપુર અઘોરકામિનીનું કર્મક્ષેત્ર બન્યું. એ સમયે પોતાના વખતનો એ કેવા સદુપયોગ કરતાં હતાં તે ત્હેમના સ્વામીના નીચેના વર્ણન ઉપરથી જણાઇ આવે છે. પ્રકાશચન્દ્ર લખે છે. " દેવી ! એ સમયે આપણું દૈનિક જીવન કેવું તપસ્યામય હતું ત્હેનું સ્મરણ નથી આવતું ? દરરોજ સ્હવારે પથારીમાંથી ઉઠતાં પહેલાં તું મ્હારી સાથે માતૃસ્તોત્ર ગાતી. ત્યારબાદ પોતે ઉપાસનાની ઓરડીમાં સઘળી વસ્તુઓ તૈયાર કરતી. * * * નિષ્ઠાપૂર્વક આસન બીછાવીને મ્હારે માટે રાહ જોતી. ઉપાસના થઇ રહ્યા પછી પ્રતિદિન એક ન્હાની પ્રાર્થના કરતી. ત્યારબાદ રસોડામાં જતી. છોકરાંઓને ખવરાવી પીવરાવીને ભણવા મોકલતી. પછી પોતાના ખાવાનો બંદોબસ્ત કરતી. એની વચમાં કોઇ વખતે પડોશનાં બે ત્રણ ઘરની ખબર પુછી આવતી. અને એમને કોઇ વાતની અડચણ હોય તો તે

દૂર કરતી. બપોરે કાંઇ વાંચતી, અને કંઈ જવાનું હોય તો જઇ આવતી. સંતાનોને ખવરાવવા પીવરાવવાનું તથા કપડાં લત્તાં પહેરાવવાનું કામ સદા પોતાને હાથેજ કરતી. સ્હાંજે રસોઇ કરીને છોકરાંઓને જમાડીને ત્હેમને ભણવાનો બંદોબસ્ત કરી આપતી, ત્યારબાદ આપણે બન્ને જણાં ઈશ્વરનાં ભજન ગાતાં. જે નવું સાધન કરવાનું હોય તે કરતાં. આહાર કરી રહ્યા પછી પાછાં ભજન ગાતાં એ ઉપરાંત બીજાં કેટલાએ નિયમો પાળતાં."

ત્યારબાદ અઘોરકામિનીને એક સખ્ત કસોટીમાં કસાવું પડ્યું, એ મર્મભેદી કહાણી આખી કહેવા બેસીએ તો એક વિયોગાન્ત નવલકથા થઇ જાય. કલ્પિત નવલકથાઓમાં જે ઘટનાઓ વાંચીને આપણે આંસુ પાડીએ છીએ તેવીજ ઘટના અઘોરકામિનીના કુટુંબમાં ખરેખર બની. એ ઘટનાનો સાર નીચે મુજબ છે.

અઘોરકામિનીની મ્હોટી દીકરીનું નામ સુસારવાસિની હતું. ત્હેના સમાગમમાં આવનાર એક વિદ્વાન્ ગૃહસ્થ કહે છે કે "ત્હેની મધુર ઉપાસનામાં સામેલ થઇને હું કૃતાર્થ થયો છું. ત્હેના આત્મત્યાગ અને સેવાને નજરેનજર જોઇને મ્હને ત્હેને માટે ભક્તિ ઉત્પન્ન થઇ છે."

આ સુસાર જ્યારે તરૂણી હતી ત્યારે વૃન્દાવન નામના એક યુવકના પ્રેમ તરફ આકર્ષાઇ. સુસારના પિતાને ખબર પડતાં એમણે પુત્રીની ઇચ્છાનુસાર ત્હેનો વિવાહ કર્યો; વૃન્દાવન સાથે સુસારનાં લગ્ન થઈ ચુક્યાં. વૃન્દાવન કાંઇ દુર્ગુણી યુવક હતો, એમ પણ નહોતું. વળી એ વખતે વૃન્દાવનને બધા ધર્મોત્સાહી યુવક ગણતા હતા. તો એવા યુવકના પ્રેમપાશમાં આ સરળ હૃદયા બાળા પડે તો એમાં અસ્વાભાવિક શું હતું ?

પણ માણસનું મન કાંઇ હમેશાં એક સરખું નથી રહેતું. વૃન્દાવને બ્રાહ્મધર્મ પ્રમાણે લગ્ન કર્યાં અને તે વિવાહના કાયદા મૂજબ કચેરીના રજીસ્ટરમાં નોંધાઈ પણ ગયાં. છતાં થોડા દિવસ પછી ત્હેણે

બ્રાહ્મસમાજનો ત્યાગ કર્યો; ત્હેની સાથે સાધ્વી પત્ની સુસારનો પણ ત્યાગ કર્યો ! અને એટલુંજ નહીં, પણ એ નિર્મળ દેખાતા યુવકે ધર્મશીલા પત્નીના નિર્મળ પ્રેમને તરછોડીને ફરીથી એક હિન્દુ બાલિકા સાથે લગ્ન કર્યું !

એવે સમયે એ પ્રેમમયી, કોમળહૃદયા ધૈર્યશીલા, અને ઇશ્વર-પરાયણ સુસારવાસિનીએ શું કર્યું ? ત્હેણે ધાર્યું હોત તો બ્રાહ્મ ધર્મના કાયદાથી વિરૂદ્ધ જઇને બીજીવાર લગ્ન કરવા માટે પતિને સજા કરાવી શકત; અને ત્હેના બીજા લગ્નને ગેરકાયદે ઠરાવીને રદ કરાવી પણ શકત. કારણ કે બધા જાણે છે કે બ્રાહ્મ કાયદા પ્રમાણે લગ્ન રજીસ્ટર કરાવ્યા પછી એક ઑરીની હયાતીમાં બીજું લગ્ન થઇ શકતું નથી. પણ સુસારના મનમાં એવા વિચાર આવ્યાજ નહીં; સ્વામીની વિરૂદ્ધ ત્હેણે એક શબ્દ પણ કહાડયો નહીં. એટલુંજ નહીં પણ સ્વામી ઉપરનો પોતાનો પ્રેમ લેશ માત્ર ત્હેણે ઓછો થવા દીધો નહીં. પણ પતંગીઉં જેમ પોતાને ભસ્મ કરનાર અગ્નિમાં ફરી ફરીને પડે છે તેમ સુસારવાસિનીએ પતિ તરફથી આટલું દુઃખ પડયા છતાં પણ ત્હેનેજ પોતાનો સમસ્ત પ્રેમ સમર્પણ કરવા ધાર્યું.

સુસાર આજે આ જગતમાં નથી. ત્હેણે ઘણાં વર્ષો બ્રહ્મચારિણી યોગિનીને વેશેજ જનનીનું અધુરૂં કામ પુરૂં કરવામાં ગાળ્યાં હતાં; અને ઇશ્વરને આત્મ સમર્પણ કરીને સેવા વ્રત ધારણ કરી, પોતાનું આયુષ્ય અન્ય બાળકીઓના કલ્યાણને માટે ગાળીને માટીનો દેહ માટીમાં મેળવી દીધો.

હાય ! એટલી નાજુક વયમાં એના હૃદયને કેવો કારી ઘા લાગ્યો ! સાધના અને સેવામાં પોતાના હૃદયને પરોવવા છતાં પણ એ તીવ્ર ઘા સહન કરી શકી નહીં અને ત્રીસ વર્ષ પુરાં થતાં ન થતાંમાં તો એનું શરીર દારૂણ રોગની સ્હામે ટક્કર નહીં ઝીલી શક-વાથી તુટી પડયું.

આજ સુસારવાસિની આ જગતમાં નથી એ વાત ખરી છે. પણ એની 'ડાયરી'—નોંધપોથી હજુ આપણી સમક્ષ છે. એ વાંચવાથી પત્થરની છાતીવાળા મનુષ્યનું હૃદય પણ પીગળે છે. ડાયરીમાં એક સ્થળે એણે લખ્યું છે:

"આજ મ્હારા જીવનનો કેવો દિવસ! આજ બપોરે ખબર પડી કે મ્હારા સ્વામીએ ફરીથી લગ્ન કર્યું છે. કેવો ઘા! વિચાર આવે છે કે આજ મ્હારી વ્હાલી મા સોડયમાં ઘાલીને દિલાસો ન આપતી હોત તો હું રોઇ રોઇને માથું કુટીને મરી જાત. હવે હું જગતજનનીને શરણે પડી છું."

ડાયરીમાં બીજી જગ્યાએ આ પ્રમાણે લખ્યું છે: ૧૮૯૧–૭ મી અકટોબર × × આજ ચાર વર્ષ થયાં વિખુટી પડી છું. કેવળ માજીની* કૃપાથી જીવું છું. ધન્ય! માજીની ઇચ્છા એવી હોય તો એમજ થાઓ.

૧૮૯૧–૧૯ મી નવેમ્બર. ××× 'આજ મ્હારા સ્વામીનો જન્મદિવસ છે. માજીના ચરણમાં સોસોવાર ઉપકાર સહિત સ્મરણ કર્યું કે આજે એમનું ૨૬ મું વર્ષ બેઠું. ધન્ય માજી! ધન્ય ત્હમારો સ્નેહ! આ નવજીવનના દિને એમના આત્માને ત્હમારી તરફ ખેંચો.'

સ્ત્રીનો કેટલો જબરો પ્રેમ અને કેટલી આશ્ચર્યકારક સહનશીલતા!! ચાર વર્ષથી જે સ્વામીએ વગર વાંકે પોતાનો પરિત્યાગ કર્યો છે ત્હેના મંગળને માટે ઇશ્વરપ્રાર્થના? ધન્ય! હિન્દુ નારીનું હૃદય ખરેખર દૈવી છે!

વાચક બ્હેનો! વિચાર કરો કે જે સમયે કન્યા સુસારવાસિનીનો ત્હેના ધણીએ પરિત્યાગ કર્યો, તે વખતે ત્હેની સ્નેહમયી જનની

* આ સ્થળે અને હવે પછી દેવી અઘોરકામિની અને ત્હેમનાં પુત્રીએ 'માજી' શબ્દનો પ્રયોગ ઈશ્વરને સંબોધીને કર્યો છે. આચાર્યશ્રી કેશવચન્દ્રસેન ઉત્તરાવસ્થામાં પ્રભુને માતા રૂપે સંબોધવાનું પસંદ કરતા હતા.

લેખક.

અઘોરકામિનીની શી દશા થઇ હશે! એક દિવસનું દુઃખ ન્હોતું, મહિના બે મહિનાનું દુઃખ નહોતું; પણ રાતને દિવસ આખી જીંદગી સૂધી પુત્રીની આ દુર્દશા કેવી રીત્યે જોઇ શકાય! માનો પ્રાણ આ દુઃખ સહન કરી શકે? પણ દેવી અઘોરકામિનીએ આ સમયે પણ સંપૂર્ણરીત્યે ઈશ્વર ઉપરજ પોતાનો આધાર રાખ્યો હતો. ઈશ્વરે ત્હેમની પ્રાર્થના સાંભળીને ત્હેમના હૃદયમાં એક અપૂર્વ શક્તિનો સંચાર કર્યો. આ ઐશ્વરી શક્તિની સહાયતાથી એ નિર્બળ બાઇએ ધીરજ ધરીને પોતાના કામમાં મન પરોવ્યું. આ સમયે અઘોરકામિની લખનૌ શહેરમાં એક અસંભવ જણાતા કામને સંભવિત કરવામાં પરોવાયાં હતાં. પણ ત્હેનું વર્ણન કરતા પહેલાં એમના કઠોર વૈરાગ્ય અને સાધનાની વાત કહીશું.

અઘોરકામિનીએ અંગનાં આભૂષણોનો ત્યાગ કર્યો હતો. આ વખતે માથાના કેશ કપાવી નાંખીને સુખલાલસાનું બાકી રહેલું ચિહ્ન પણ કાઢી નાંખ્યું. પણ આ તો બહારનો વૈરાગ્ય હતો. સંકલ્પ કર્યો કે જે પ્રિયતમ સ્વામીના પ્રેમ વગર એક ઘડી પણ રહી નહોતાં શકતાં, જ્હેમને જોઇને ત્હેમનું ચિત્ત ચંચળ થઇ જતું હતું, તે સ્વામીની સાથે હવે બહારનો કાંઇ પણ સંબંધ નહીં રાખું. ફક્ત અન્તરનો પ્રેમ અને આત્મા સાથે આત્માનું સંમીલન કાયમ રહેશે. આ વખતે અઘોરકામિનીનું વય માત્ર ૨૬ વર્ષનું હતું. ત્હેમણે સ્વામીની સાથે બ્રહ્મચર્ય અને વૈરાગ્ય વ્રત ધારણ કર્યાં. નવવિધાન બ્રહ્મસમાજના એક પ્રચારક ભક્તિભાજન ત્રૈલોક્યનાથ મહાશયે આ વખતે ઉપાસનાનું કામ કર્યું.

હવેથી અઘોરકામિનીને સાધન અને ભજનમાં સગવડ થઇ. કારણ કે આટલા દિવસ ન્હાનાં ન્હાનાં છોકરાંઓને લીધે સેવામાં અડચણ પડતી હતી. હવે એમના ખોળામાં કોઇ ન્હાનું બાળક આવીને બેસવાનો સંભવ નહોતો. આ ઘટના પછી સાત વર્ષે ત્હેમનો **આધ્યાત્મિક વિવાહ** થયો.

આધ્યાત્મિક વિવાહ એટલે શું, ત્હેનો કાંઇક ખુલાસો કરવો જરૂરનો છે. મહાત્મા કેશવચન્દ્રસેન પોતે રચેલા 'નવ સંહિતા' નામના

ગ્રંથમાં એક કઠણ વ્રતનો ઉલ્લેખ કરી ગયા છે. એ વ્રતનું નામ આધ્યાત્મિક વિવાહ છે. એ વ્રત લીધા બાદ પતિપત્ની આત્મામાં આત્મા મેળવીને પ્રભુસેવામાં જીવન સમર્પણ કરે છે. એટલા માટે એ અનુષ્ઠાનના આધિકારીઓમાં ભેદ હોય છે. જે લોકો બ્રહ્મચર્ય પાળવાને સમર્થ હોય ત્હેમનેજ માટે એ વ્રત ગ્રહણ કરવા યોગ્ય છે. બીજાઓને માટે નહીં.

ઈ. સ. ૧૮૯૧ ની ૨૭ મી જાનેવારીએ પ્રકાશચન્દ્ર અને અઘોરકામિનીનો આધ્યાત્મિક વિવાહ થયો. એને માટે એ બંને બુદ્ધ દેવના લીલાક્ષેત્ર રાજગિરી તીર્થમાં ગયાં હતાં. એ તીર્થમાં જઇને પહેલાં પ્રકાશચન્દ્ર અને ત્હેમની સ્ત્રીએ મુંડન કરાવ્યું. ત્યહાર બાદ ઉપાસના કરવામાં આવી અને ત્હેમનું આધ્યાત્મિક લગ્ન સધાઈ ચુક્યું.

એ શુભ પ્રસંગે શ્રીયુક્ત યષ્ઠિદાસ નામના એક બંગાળી વિદ્વાન્ હાજર હતા. એ ગૃહસ્થ એ સંબંધમાં પોતાની ડાયરીમાં લખે છેઃ– ઉપાસના–સ્વર્ગની ઉપાસના. આજ એક મહાન કાર્ય થયું. ભક્તિભાજન પ્રકાશ બાબુ અને ત્હેમની ભાર્યા અઘોરકામિની આધ્યાત્મિક વિવાહસૂત્રથી બંધાયાં. ××× આ કાર્ય જોઇને બધાના મનમાં એક સ્વર્ગીય ભાવ વ્યાપી ગયો. હમણાં પ્રકાશ બાબુની વય ૪૪ અને અઘોરકામિનીની ૩૬ વર્ષની છે.

હવે અઘોરકામિનીના લખનૌ જવાની વાત કહીશું. આટલા દિવસ એમણે ભક્તિમાર્ગમાં સાધના, સ્વામી અને સંતાનોની સેવા તથા બાંકીપુરની અનેક રોગી અને દુઃખી નારીઓની સેવા કરવામાં ગાળ્યાં હતાં. હવે દેશસેવાના કાર્યમાં આત્મ સમર્પણ કરવાનો ત્હેમને અભિલાષ ઉત્પન્ન થયો. અથવા એમ કહો કે ઇશ્વિરે ત્હેમને એ કામ તરફ પ્રેરણા કરી. ઇશ્વિરની આજ્ઞા માનીને એ પરોપકારના કર્મક્ષેત્રમાં પ્રવેશ કરવાને આકુળવ્યાકુળ થઇ ગયાં. પણ દેશના કયા કાર્યમાં હાથ ઘાલવો ? સાધનમાં સિદ્ધિ મેળવ્યા છતાં પણ એ કોમળ હૃદયા નારી હતાં. નારીઓને માટે કયું કર્તવ્ય શ્રેષ્ઠ છે ? ત્હેમણે થોડા

સમયમાંજ પોતાને માટે કામ પસંદ કર્યું. જોયું કે બિહાર પ્રાન્તમાં સ્ત્રીજાતિની ઘણી દુર્દશા છે. ત્હેમને ભણવા ગણવાનાં કાંઇ સાધન નથી અને ભણ્યા ગણ્યા વગર સ્ત્રીજાતિની ઉન્નતિ થવાનો સંભવ નથી. નિશ્ચય કર્યો કે છોકરીઓને માટે એક સારી નિશાળ અને બોર્ડિંગ હાઉસ ઉઘાડવાં અને ત્હેનો ભાર પોતે ઉઠાવવો. પણ એને માટે ખર્ચ અને શિક્ષણની જરૂર હતી. વિચાર્યું કે પૈસાનું તો પછીથી થઇ પડશે. પણ શિક્ષણ આપવાને તથા બોર્ડિંગ ચલાવવાને માટે પ્હેલાં મ્હારેજ શિક્ષણ લેવું પડશે. એ વિચારથી પ્રૌઢ વયમાં એ લખનૌ ભણવા ગયાં. બધા કહેવા લાગ્યાં કે આ શું કૌતુક? સ્વામી અને છોકરાંઓને મુકી દઇને ત્હમે લખનૌ ભણવા જશો? તેથી થવાનું શું! ત્હમે અજાણી મડમોની સાથે કેવી રીત્યે રહી શકશો? અને આટલી ઉમરે અંગ્રેજી આવડવાનો સંભવ છે? એ ટીકા કરનારાઓને ખબર નહોતી કે અઘોરકામિનીને માટે 'અસંભવ' શબ્દજ મિથ્યા હતો. સ્વામીને ઘરસંસારનો વહીવટ સોંપીને એ લખનૌ ગયાં. ત્હાંની બોર્ડિંગ હાઉસની ઉપરી મડમ એક બંગાળી રમણીનું સાહસ, મનોબળ, અને કર્મોત્સાહ જોઇને આશ્ચર્યચકિત થઇ ગઇ. ત્હેણે કહ્યું 'મિસિઝ રાય! ત્હમે બોર્ડિંગમાં રહેવાનું તો કહો છો, પણ એમ કરવાથી ત્હમારાથી આ ઉમરે બોર્ડિંગ હાઉસના બધા નિયમો પળાશે નહીં." અઘોરકામિનીએ કહ્યું "ના એમ નહીં. હું વિદ્યાર્થી થઇને અત્રે શિક્ષણ મેળવા આવી છું એટલે મ્હારે બોર્ડિંગહાઉસના બધા નિયમો પાળવાજ પડશે."

લખનૌ જવાના થોડા દિવસ બાદ ત્હેમનો મ્હોટો છોકરો સુબોધ ઘણો માંદો પડયો. આ સુબોધ તે હાલના કલકત્તાના બેરિસ્ટર મીસ્ટર એસ. સી. રોય. પણ એ વખતે એ બાળક હતા. ત્હેમનો તાવ,૧૦૫ ડીગ્રીથી એકદમ ૯૭ ડિગ્રી આવીને ઉભો. તરતજ લખનૌ ખબર આપવામાં આવી. બીજી વખતે ગમે તેટલું ધૈર્ય રાખનારી આપણી સ્ત્રીઓ છોકરાંઓની માંદગી વખતે ઘણી ગભરાઇ જાય છે; પણ

અઘોરકામિનીએ પોતાના પ્યારા સંતાનને ઇશ્વરની કૃપા ઉપર છોડીને ચિત્તને સ્થિર રાખ્યું. એ દિવસની ડાયરીમાં લખે છેઃ—

'સુબોધના મંદવાડની ખબર સાંભળીને ત્હેને **મા**જીના ખોળામાં સોંપ્યો. ઘણોજ આરામ.'

અઘોરકામિનીએ લખનૌથી પોતાના સ્વામીને જે પત્રો લખ્યા હતા તે ઘણાજ ઉત્કૃષ્ટ છે. એ વાંચતાં ત્હેમની સ્વામી તરફની નિષ્કામ પ્રીતિ જોઇને જેટલો વિસ્મય થાય છે તેટલુંજ ત્હેમની ધર્મનિષ્ટા, ઉદ્યોગ, અને અનુપમ ઇશ્વરભક્તિ જોઇને ત્હેમને એક નમુના રૂપ સ્ત્રી કહેવાનું મન થાય છે. એક પત્રમાંથી કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએઃ—

'ત્હમે જે કાંઈ કહેશો તે જીવસટ્ટે કરવા હું યત્ન કરીશ. આટલા દિવસ ત્હમારાથી ભિન્ન હતી. હવે આપણે આધ્યાત્મિક વિવાહથી બંધાઇને એક રૂપ થયાં છીએ. એવું કયું કાર્ય છે કે જ્હેને માટે **મા** આપણને કહે અને આપણે ના કરી શકીએ? ન કરી શકીએ તોપણ કરી તો જોવુંજ જોઇએ. જો આપણે હાથે કામ કરાવવાની ત્હેની ઇચ્છા હશે તો એ કામ અવશ્ય પાર પડશે. xxx સઘળું લોહી આપીને પણ **મા**જીની ઇચ્છા પૂર્ણ નહીં થાય? x x જે સાધન પૂર્ણ કરવાને માટે **મા**એ જન્મ આપ્યો છે તે કાર્ય પૂર્ણ થતાં કેટલું સુખ મળશે તે ત્હમે કહી શકશો, અને કહેવાની ઇચ્છા પણ નહીં થાય' કારણ કે **મા**જીની નિકટ જતાં જઈશું તેટલાંજ વધારે પાસે જવાની ઇચ્છા થશે. નિકટપણાને શું હદ છે?'

આ કાગળમાં સઘળું લોહી આપીને પણ પ્રભુની ઇચ્છા પૂર્ણ કરવા સંબંધી જે વાક્ય છે ત્હેના ઉપર ધ્યાન આપો. કોમળ સ્ત્રીજાતિને મ્હોંએ એવા શબ્દો વિરલજ સાંભળવામાં આવે છે. મનુષ્યોના હિતને માટે કોઈ નારી આ પ્રમાણે સ્વાત્માર્પણ કરવા તૈયાર થાય એવાં દૃષ્ટાંત આ દેશમાં ભાગ્યેજ જોવામાં આવે છે.

અઘોરકામિનીને સંસારમાં સ્વામી, પુત્ર, પુત્રી બધુંએ હતું. છતાં પણ સંસારમાં આસક્તિ નહોતી. હૃદયની સાથે ઘોરસંગ્રામ કરીને ત્હેમણે એ આસક્તિને હઠાવી મુકી હતી. એ સંગ્રામની કહાણી 'અઘોર પ્રકાશ' ગ્રન્થમાં લખી છે. હમે આજ એમાંના એકજ દિવસની ઘટનાનો ઉલ્લેખ કરીશું.

લખનૌ બોર્ડિંગ હાઉસમાં અઘોરકામિની એક દિવસ માંદાં પડયાં એ વખતે એમના મનમાં તરંગ ઉઠયો કે 'આજે પ્રભુની આજ્ઞા થાય તો હું દેહત્યાગ કરવા તૈયાર છું કે નહીં? કોઇને માટે આસક્તિ છે કે નહીં? મને જવાબ આપ્યો 'કોઇને માટે આસક્તિ નથી, અત્યારે પણ પ્રયાણ કરવા તૈયાર છું.'

આ બધી ઉક્તિઓ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે એ ખરેખરા ધર્મરાજ્યમાં પ્રવેશ કરવા પામ્યાં હતાં; એમ ન હોત તો સંસારી મનુષ્યમાં આટલી વિરક્તિ કેવી રીત્યે આવે?

૪.

દેવી અઘોરકામિનીનું લખનૌ ખાતેનું શિક્ષણ લગભગ સમાપ્ત થઇ ગયું હતું. હવે એ ભવિષ્યના કાર્યક્રમની કલ્પના કરવા લાગ્યાં. સૌન્દર્યની કલ્પનાથી કવિના હૃદયમાં જેવી રીત્યે ભાવરસ ઉછળે છે તેવીજ રીત્યે કર્મની કલ્પનાથી અઘોરકામિનીનું હૃદય આનંદ ઉચ્છવાસથી ઉભરાવા લાગ્યું. એ સમયે એ ડાયરીમાં લખે છેઃ—

આ તો કામનો પાયો નંખાયો. કેટલું કામ થશે તે કહી શકાતું નથી. કેમ કરીને થશે તે પણ જાણતી નથી, પણ કરવાથીજ કામ પાર પડશે. એક ઉપાસના ગૃહ, એક છોકરીઓની નિશાળ, એક દુઃખિતોનું આશ્રમ, એક વિદ્યાર્થીઓનું આશ્રમ એટલું સ્થાપવું પડશે. નિશાળ તો ઘણી જલ્દી શરૂ થશે. હાલને માટે રૂ. ૧૦૦ નું માસિક ખર્ચ કરીશ. એક મ્હોટા મકાનની જરૂર છે. ૩૦ કે ૩૫ રૂપિયાનો મહિનો હોય તો–બાબુની છોકરી એન્ટ્રન્સ પાસ થઇ છે તે

આવી શકે. હવે સમજાયું કે જ્ઞાનની કેટલી બધી આવશ્યકતા છે. કેટલી છોકરીઓ એ જ્ઞાનના અભાવે જડની માફક આહાર નિદ્રામાં વખત ગાળે છે. પૈસાને માટે મ્હેં કોઈ દિવસ ફિકર કરી નથી, અને કરીશ નહીં. જો ખરેખર માજીને કાજે મ્હારાથી કાંઈ કરી શકાવાનું હશે તો અવશ્ય કોઇ પણ અભાવ નડશે નહીં.

આવી આવી ઉચ્ચ અભિલાષાઓ સાથે લખનૌનો અભ્યાસ પુરો કરીને અઘોરકામિની સ્વામીની પાસે બાંકિપુર ગયાં. પણ બોર્ડિંગના કષ્ટથી તથા ઘણું કામ કરવાથી ત્હેમનું શરીર બીલકુલ લેવાઇ ગયું હતું. પ્રકાશચન્દ્રે ત્હેમને આ દશામાં જોઇને લખ્યું છેઃ– 'ત્હારા હાથ અલંકારશૂન્ય હતા, અને પહેરવેશ સાદો હતો, છતાં મ્હારી આગળ તું દિવ્યજ્યોતિ જેવી ઉજ્જવળ લાગતી હતી. આ ત્હારૂં કેવું રૂપ! આ શું દેવી નહીં તો માનવી? ત્હને પ્રણામ કરૂં કે નહીં ત્હેનો વિચાર મનમાં નહોતો આવ્યો. પણ ખરૂં જોતાં એ સમય ત્હને પ્રણામ કરવા યોગ્ય હતો.'

સ્વામીએ, પત્નીનાં તપસ્વિની વેશે દર્શન કરીને અને ત્હેની ઇશ્વરભક્તિ અને આત્મત્યાગની કથાનું સ્મરણ કરીને ત્હેને પ્રણામ કર્યા; એ ઘણાને હદપાર જવા જેવું લાગ્યું હશે. કેટલાએક એને યુરોપના દેશમાંથી શીખેલો 'સુધારો' ગણીને ત્હેના તરફ તિરસ્કારથી જોશે. પણ ખરૂં જોતાં એ હદપાર જવાની વાત પણ નહોતી અને પશ્ચિમના સુધારાની નકલ પણ નહોતી. શક્તિ જોઇને ભક્તિ ઉત્પન્ન થાય છે. આપણા ભક્તમાળ ગ્રન્થમાં એવાં દૃષ્ટાંતોનો અભાવ નથી. એ ભક્તિરસનો ગ્રન્થ વાંચતાં જણાશે કે કેટલાક અભિમાની નૃપતિઓ પોતાની પત્નીના અનુપમ ભક્તિભાવથી આશ્ચર્ય પામી જઇને ત્હેના ચરણમાં સોનાના મુગટ સાથે નમ્યા છે.

ત્ય્હારબાદ અઘોરકામિની કેટલીક સખીઓને લઇને રસ્તામાં ઇશ્વરનાં ભજન ગાવા અને કેટલીક જગ્યાઓએ ભાષણો આપવા લાગ્યાં. આથી લોકોમાં ત્હેમની નિન્દાનો પાર રહ્યો નહીં. પણ એમણે

પોતાના આત્માને એવા પ્રદેશમાં પહોંચાડયો હતો કે જ્હાં નિંદા કે પ્રશંસા અસર નહોતાં કરી શક્તાં. મનુષ્યોના સખ્ત તિરસ્કારને સમયે પણ એમનું હૃદય પોતાના શુભ કામમાંથી પાછું હઠયું નહીં.

પછીથી એમણે પ્રખ્યાત વકીલ સ્વર્ગસ્થ ગુરૂપ્રસાદસેન મહાશયના આગ્રહથી બાંકીપુરની કન્યાશાળાનો બધો વહીવટ પોતાના હાથમાં લીધો. એ નિશાળ બંધ પડી જવાની તૈયારીમાં હતી. ફંડમાં તરસાળું આવી રહ્યું હતું. છોકરીઓની સંખ્યા પણ જોઇએ તેટલી નહોતી. પણ અઘોરકામિનીએ કહ્યું ' પૈસા નથી ? હું ગમે તેમ કરીને પૈસાની સગવડ કરીશ. છોકરીઓ નથી ? હું ઘેરેઘેર જઇ, ગામેગામ ફરીને છોકરીઓ એકઠી કરીશ. '

આ સ્ત્રીના આવા અદ્‌ભુત કર્મોત્સાહ, ખંત અને દૃઢ સંકલ્પને કોની સાથે સરખાવીએ ? આવી સ્ત્રીને માટે અસંભવિત શું ? ત્હેમણે ૧૫ મી ફેબ્રુઆરીએ કન્યાશાળાનો વહીવટ પોતાના હાથમાં લીધો. માર્ચ મહિનો પુરો ન થયો એટલામાં તો નિશાળમાં ૨૯ કન્યાઓ દાખલ થઈ. ત્હારબાદ હિંદુસ્થાની કન્યાઓ પણ નિશાળમાં આવવા લાગી.

આ અરસામાં અઘોરકામિની ઘડીયાળના કાંટા સ્હામું જોઇને કામ કરતાં. જરા પણ વખત નકામો જવા દેતાં નહીં. આ વખતનો કાર્યક્રમ એમણે પોતાની રોજનીશીમાં લખી રાખ્યો છે તે હમે નીચે ઉતારીએ છીએ. (૧) છોકરાંઓને ખવરાવું, (૨) પાઠ, (૩) ઉપાસના, (૪) રોગીઓની સેવા, (૫) નિશાળમાં જવું, (૬) મુલાકાત કરવી, (૭) નવા પાડોશીઆડોશીની ખબર પુછવી, (૮) આવક ખર્ચનો અડસટ્ટો કહાડવો અને પગાર આપવો.

આ પરિશ્રમનું શું ફળ આવ્યું તે પણ કહીશું. બાંકીપુરની કન્યાશાળામાં એન્ટ્રન્સ સુધીનું શિક્ષણ અપાવા લાગ્યું. અને એ નિશાળમાંથી કન્યાઓ પ્રવેશિકા પરીક્ષામાં પાસ થવા માંડી. આ ઉપરાંત એમણે પોતાને ઘેર છોકરીઓને વાસ્તે એક બોર્ડિંગ હાઉસ—છાત્રાલય ઉઘાડયું. દેશપરદેશની છોકરીઓ એ બોર્ડિંગમાં રહીને શિક્ષણ

મેળવવા લાગી. ફક્ત એક નારીના ઉત્સાહથી દેશને માટે કેટલું કામ થઈ શકે છે તે જોવા જેવું છે.

આ મનસ્વી સન્નારીનું હૃદય કેટલું ઉન્નત હતું, ત્હેમનો સેવા સંબંધી વિચાર કેવો ઉંચો હતો તે સંબંધી બેએક શબ્દો કહીશું. સેવા સંબંધે એ હિન્દુ કે બ્રાહ્મ, બંગાળી કે હિન્દુસ્તાની, આપણો કે પારકો એવો કાંઇ પણ ભેદ રાખતાં નહીં. સેવાનું તેડું આવતાંજ ત્હેને ઇશ્વરનો હુકમ ગણીને તૈયાર થતાં. એક વખત એવું બન્યું કે બાંકીપુરમાં એક સ્ત્રી સુવાવડને ખાટલે પડી. ઘરમાં બીજું કૈરૂં નહોતું. હવે એની બિચારીની ચાકરી કોણ કરે? અઘોરકામિનીને કાને વાત આવતાંજ એ ત્યહાં પહોંચ્યાં અને સગી માની પેઠે એ બાઇની સુવાવડ કરી.

ત્હેમની સેવા સંબંધી પ્રકાશચન્દ્ર લખે છેઃ—

'આ દેશના નારીજીવનમાં સેવા નથી એમ નહીં. પણ તે પ્રાયઃ સ્વામી અને કુટુંબની સીમામાંજ બંધાઇ રહી હોય છે. આસક્તિના કોટને જેટલો તોડશો તેટલોજ પારકાનો વિચાર કરવાની અને મદદ કરવાની શક્તિ આવશે. ત્હારે માટે એ સમય ઉપર જેટલો મોટા માણસનો હક હતો તેટલોજ દુઃખી વિધવાની ઝુંપડીને હતો. ખબર મળતાંજ તું ત્હેમનું દુઃખ દૂર કરવા દોડતી. છેવટે જ્યહારે એ સેવા-કાર્ય ઘણું વધતું ગયું ત્યહારે મ્હારી પાસે આવીને પુછી જવાનો સ-મય પણ રહ્યો નહીં. કેટલાએક દિવસ મ્હારી અજાણમાં ત્હેં કેટલાએ રોગીઓની સેવા કરી છે.'

'એક દિવસ રાતના બે વાગ્યાને સમયે મ્હારી પથારી આગળ ઉભી રહીને તું બોલી 'હું જાઉં છું.' આંખ ઉઘાડીને જોઉં છું તો તું કપડાં પહેરીને તૈયાર થઇ છું. મ્હેં કહ્યું 'આ શિયાળાની રાતે ક્યહાં જઇશ?' ત્હેં કહ્યું 'વિધવા બ્રાહ્મણીનો છોકરો ઘણો પીડાય છે, ત્હેને જોવા જઇશ.' બ્રાહ્મણીને બીજું કોઇ નહોતું. એકનો એક પુત્ર એફ. એ. (ઇન્ટર) પાસ થયેલો હતો. એજ છોકરો તાવના

રોગમાં ઘડીપળ થઇ રહ્યો હતો. દવા માટે ડાકટર પરેશ બાબુને બોલાવ્યા હતા. મ્હને એ વખતે એ બધી વાતની કાંઇ ખબર નહોતી. x x x મ્હારી રજા મળતાં તું કાંઇ પણ ફીકર નહીં રાખતાં એવી ઘોરઅંધારી રાતે પગે ચાલીને રોગીઓની સેવા કરવા ગઇ. સાથે રોગીના ઘરનો ચાકર હતો. ત્હેના હાથમાં ફાનસ હતું.'

બાંકીપુરના ડાકટર શ્રીયુક્ત કામાખ્યનાથ બંદોપાધ્યાય લખે છે;–' એક દિવસે એક વિદ્યાર્થીએ મેડિકલ સ્કૂલમાં મ્હને કહ્યું કે— અહિં એક આબરૂદાર ધનવાનની એક સગી રોગથી ઘણીજ પીડાય છે. એ સ્ત્રીને મહિના દોઢ મહિનાની એક છોકરી છે. ત્હેની સેવા ચાકરી કરનાર કોઇજ નથી. ખાવા પીવાની પણ ગોઠવણ નથી. ત્હેનાં સગાં-વહાલાં કોઇ ત્હેની ખબર લેતાં નથી. વિદ્યાર્થીને મ્હોંએ આ વાત સાંભળીને મ્હને અત્યંત દુઃખ થયું. દુઃખ નિવારણનો શો ઉપાય કરવો એ વિચારમાં હું માજી ( અઘોરકામિની ) ની પાસે ગયો અને ત્હેમને બધી વાત કરી. મ્હારે મ્હોંએ બધી વાત સાંભળીને એમણે તરતજ ચાકરને ગાડી લેવા મોકલ્યો. અને મ્હને સાથે લઇને એ અનાથ નારીના ભાગ્યા તૂટ્યા ઘરમાં આવી ઉભાં રહ્યાં.

' આવીને પહેલાં તો મળમૂત્રના ભરેલાં બાળોતીઆં એ ઘરમાં આમ તેમ પડેલાં હતાં તે લઇને ધોઇ નાંખ્યાં. આ જોઇને હું તો ચુપજ થઈ ગયો.'

'સુવાવડી ઘણાજ ગંદા બીછાનામાં સુઇ રહી હતી. દેવી અઘોરકામિનીએ પોતાને ઘેરથી વસ્ત્ર, તથા ઓઢવા પાથરવાનું લાવી આપ્યું. અને સુવાવડીનાં કપડાં બદલાવીને ત્હેને બીછાનામાં સુવાડી. ત્હેમની સેવાથી પ્રસૂતિમાં એક પ્રકારની શક્તિ આવી અને તે બોલી ઉઠી.' "મા ત્હમે મ્હને આજે જીવાડી."

એકવાર બાંકિપુરમાં એક સરકસપાર્ટી આવી. ત્હેમનામાંનો એક આદમી ટાઇફોડ તાવથી પીડાવા લાગ્યો. હાય ! બિચારો બે પૈસા રળીખાવા ઘરબાર છોડીને આવ્યો હતો. અહિં એની કોણ

ચાકરી કરે, અને એ જાય પણ ક્યહાં? ચેપીરોગ જાણીને કોઇ એની ચાકરી કરવા તૈયાર થયું નહીં.

દેવી અઘોરકામિનીને ખબર મળતાં એ અજાણ્યા આદમીને એમણે પોતાના ઘરમાં આશ્રય આપ્યો, ત્હેની દવા કરી, ત્હેની સેવા કરી અને આખરે ત્હેને સાજો તાજો કર્યો. આ દેશમાં નારીની એવી ઉદારતા અને સેવાનાં દૃષ્ટાંત ઘણાં થોડાં જોવામાં આવે છે.

દેવી અઘોરકામિનીની સેવા સંબંધી સ્વર્ગસ્થ પ્રતાપચંદ્ર મજુમદાર મહાશય પોતાના 'સ્ત્રીચરિત્ર' ગ્રન્થમાં લખી ગયા છેઃ—'બિહાર પ્રાન્તમાં નારિયેળ એક મુશ્કેલીથી મળી આવતી વસ્તુ છે. એકવાર અઘોરકામિનીને બેચાર નારિયેળ ભેટ મળ્યાં. એમણે એના એક જાતના મીઠા રોટલા બનાવીને નિશાળના છોકરાઓને વ્હેંચ્યા. વિદ્યાર્થીઓ આ મીઠાઇ ખાઇને ઘણા ખુશ થયા. આ સામાન્ય વિષયનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો કે અઘોરકામિની ત્યહાર બાદ ઘણા થોડા વખતમાં પરોપકારવ્રતમાં એટલાં બધાં અનુરાગી અને ઉત્સાહી થયાં, કે પારકાઓની સેવા ત્હેમના જીવનનું મુખ્યકાર્ય થઇ પડયું. ગમે તે જાતના લોક કેમ ન હોય, મ્હોટા દરજ્જાવાળા હોય, કે ઘણી નીચ જાતીના હોય, સંકટમાં આવતાં સાધ્વી અઘોરકામિની ત્હેમની સેવામાં આત્મસમર્પણ કરતાં.'

દેવી અઘોરકામિનીની સેવાના આ વર્ણનની સાથેસાથેજ ત્હેમના સાહસની એક વાત કહીશું. એક વખત ત્હેમના ગરીબ પાડોશીના ઘરમાં આગ લાગી હતી. પણ બીજા લોકો જ્યહારે એ આગ જોઇને ખાલી બૂમાબૂમ કરતા હતા ત્યહારે અઘોરકામિનીએ પોતાની એક મ્હોટી શેતરંજી પાણીમાં બોળીને બળતા ભાગ ઉપર નાંખી દીધી અને પછી ડોલથી એના ઉપર પાણી નાંખ્યા કર્યું. આથી આગ હોલવાઇ ગઇ, અને ગરીબનું ઝુંપડું બચી ગયું.

૬

દેવી અઘોરકામિની સ્વામીની સાથે થોડા દિવસને માટે પ્રવાસે નીકળ્યાં. વિવિધ સ્થળોએ ફરતાં ફરતાં ચિત્રકુટ આવી પહોંચ્યાં. આ-

ઘોરકામિની પ્હેલાં કોઇ દિવસ ઘોડેસવાર થયાં નહોતાં. પણ આગળ જણાવી ગયા છીએ તેમ ફલાણું કામ તો મ્હારાથી થઇ શકે નહીં એ શબ્દો તો ત્હેમની પાસે હતાજ નહીં. ચિત્રકુટ આવતાં, ઘોડેસવાર થવાની જરૂર પડી તો એમણે છ સાત માઇલ સુધી ઘોડા ઉપર સવારી કરી.

એક તરફ એમનું સાહસ આટલું હતું ત્હારે બીજી તરફ એમનું નારીહૃદય કુસુમ કરતાં કોમળ હતું. આ પ્રવાસમાં જાનકી કુંડ આગળ ત્હેમણે પંડાઓને મ્હોંએ સાંભળ્યું કે આ કુંડમાં સીતા દેવી વનવાસ સમયે સ્નાન કરતાં હતાં. અઘોરકામિનીએ બ્રાહ્મધર્મી હોવા છતાં પણ સ્ત્રીજાતિની આરાધ્યદેવીરૂપ સીતાજીને માટે સન્માન દર્શાવવા એ કુંડમાં સ્નાન કર્યું. અને ઇશ્વર પાસે સીતાજી જેવા ચરિત્રને માટે પ્રાર્થના કરી. સીતાજી જેવા ચરિત્રને માટે પ્રાર્થના કરવાનું કારણ એ કે એ પોતે પણ સીતાની માફક પતિપ્રેમનાં ભુખ્યાં હતાં અને ત્હેમનું હૃદય પ્રેમવ્રતનું ઉદ્યાપન કરવાનું અભિલાષી હતું.

દેશાટન કરી આવીને બાંકીપુર પહોંચતાંજ પાછાં કામમાં જોડાયાં. એ સમયે બોલ્ટન સાહેબ ચીફ સેક્રેટરી થઇને બાંકીપુરથી કલકત્તે જતા હતા. જતાં પ્હેલાં એ દેવી અઘોરકામિનીની નિશાળ જોવા ગયા. નિશાળ જોઇને ઘણા ખુશી થયા અને કહ્યું ' સ્કૂલ જોઇને હું ઘણો ખુશ થયો છું. વિલાયતમાં આવું કામ કુમારિકાઓ કે વિધવાઓ કરે છે. સ્વામી અને પુત્ર સાથે આટલું કામ હાથ ધરનાર મ્હેં આજ સુધી કોઇ જોયું નથી.'

હવે હમે દેવી અઘોરકામિનીના સ્વભાવની તેજસ્વિતા અને અન્યાય મટાડવાના પ્રયત્ન સંબંધી બેએક વાતો કહીશું.

સન્યાસી ચરણ નામનો એક યુવક આસામના ચ્હાના બગીચામાં કામ કરતો હતો. ત્હાં આગળ એનું નામ ચોરીના એક જુઠા મુકદ્દમામાં લખાવવામાં આવ્યું. તે પોતાને લાચાર હાલતમાં જોઇને

ત્ય્હાંથી પલાયન કરી ગયો અને દાનાપુર આવી ઉભો. પણ અંગ્રેજોનું વારંટ કાંઈ એથી રોકાયું નહીં. સન્યાસી ચરણને દાનાપુરમાં પકડવામાં આવ્યો અને ત્હેને બાંકીપુરની જેલમાં પુરવામાં આવ્યો. આ નિરપરાધી યુવકની દુર્દશાની વાત સાંભળીને અઘોરકામિની જાતે જેલમાં ખબર કહાડવા ગયાં. ત્ય્હાં જઇને એ યુવકને મળ્યાં. યુવક આંસુ ભરી આંખે પોતાના દુઃખની કહાણી કહેવા લાગ્યો. અઘોરકામિનીને ત્હેની વાત ઉપર વિશ્વાસ ઉપજ્યો. છંછેડાયલા સાપની માફક માથું ઉચું કરીને એ બોલી ઉઠયાં, 'આવો અન્યાય ગમે તેમ કરીને રોકાવીશ.'

પોતાનું વચન એ હમેશાં પાળતાં. ત્ય્હાંથી આવીને એમણે પોતાના એક સગાને આસામ મોકલ્યો અને આસામના આગેવાન વકીલ શ્રીયુક્ત રામદુર્લભ મજમૂદારને એ મુકદ્દમામાં વકીલ કર્યા. ત્હેમની નિઃસ્વાર્થ લ્હડતથી સન્યાસી ચરણ કેદમાંથી છુટી ગયો.

ત્ય્હાર બાદ એક વખત કોઈ સ્ત્રી ઉપર બળાત્કાર થયો. આ ખબર સાંભળીને ત્હેમનો પીત્તો ખૂબ ઉકળી ગયો. ત્હેમનાથી શાંત બેસી રહેવાયું નહીં. સુપ્રસિદ્ધ બેરિસ્ટર મનોમોહન ઘોષને એ સંબંધી એક પત્ર લખ્યો. બીજી તરફથી લેફ્ટેનંટ ગવર્નરનાં પત્નીનું ધ્યાન એ તરફ ખેંચ્યું, લેડી ઇલીયટે એ તરફ લાગણી બતાવ્યાથી એ બળાત્કાર કરનારને પાંચ વર્ષની કેદની સજા થઈ.

પણ હાય! આટલો સખ્ત પરિશ્રમ ત્હેમનાથી વધારે વખત સહન થઈ શકયો નહીં. શરીર ભાગી ગયું. નબળાઈ દરરોજ વધતી ગઈ, અને જોતજોતામાં એમના મુખ કમળ ઉપર મૃત્યુની છાયા છવાઈ ગઈ. આથી બધાને ઘણો ખેદ થયો. પણ જ્હેનું મૃત્યુ એટલું પાસે હતું ત્હેમને કાંઈ ડર લાગ્યો નહીં. શરીરમાં બળ ન રહ્યું એટલે મનની શક્તિથી કામ કરવા માંડયું. આ સમયમાં એમણે પોતાના સ્વામીને લખ્યું છે. "જ્ય્હારે કામ આવી પડે છે, ત્ય્હારે ગમે ત્ય્હાંથી બળ પણ આવી જાય છે. મ્હને આશ્ચર્ય એજ થાય છે કે મ્હારાથી

આટલું બધું કેવી રીત્યે થઈ શકે છે. મ્હારે માટે પ્રાર્થના કરજો કે જેથી ત્હમને વધારે ઉપયોગી થઇને મરી શકું xxx એક દિન આવાં પત્રો મળી શકશે નહીં પણ ખેર, ઘણી સારી વાત. ત્હેને માટે તૈયાર છું."

દેવી અઘોરકામિનીનાં એ બધાં કાર્યોને લક્ષમાં રાખીને સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્રે લખ્યું છે: 'અઘોરકામિનીના દૃષ્ટાન્તે બાંકીપુરના સ્ત્રીમંડળમાં ખળભળાટ મચાવ્યો હતો. આજે રેલગાડીમાં મુસાફરી કરનારી સ્ત્રીઓને માટેના વિશ્રામસ્થાનમાં, તો કાલે સ્ત્રીજાતિના ઉપર બળાત્કાર કરનાર દુરાચારીઓને માટે સરકાર પાસે અરજી આપવામાં, તો વળી બીજે દિવસે વાર્ષિક ધર્માનુષ્ઠાનમાં, એવી રીત્યે અનેક જાતનાં સત્કાર્યમાં ત્હેમનો અત્યંત ઉત્સાહ હતો.'

પ્રતાપચંદ્રનાં આ વચનો વાંચીને એક બીજી વાત પણ સ્મરણમાં આવે છે. અને તે એ કે, અઘોરકામિનીના જીવનની અસર બાંકીપુરની અનેક સન્નારીઓ ઉપર એવી પડી હતી કે એમાંની કેટલીક મહિલાઓ ઉત્સાહી થઇને દેશકલ્યાણના કામમાં પ્રેરાઈ હતી.

ધીમે ધીમે દેવી અઘોરકામિની પરલોકની યાત્રાની તૈયારી કરવા લાગ્યાં. આ સંસારમાં જે જરા પણ આસક્તિ હતી તે કહાડી નાંખવાને માટે સાધનામાં જોડાયાં. આ સમયે પોતે ડાયરીમાં લખે છે કે 'એમ લાગે છે, કે અહિંનું મ્હારૂં કામ પુરૂં થયું છે. આજ પ્રાર્થના કરી કે, હવે આ દેશમાં ગમતું નથી. જે દેશમાં જવાનું છે એ દેશની સઘળી વસ્તુઓ આજથી મ્હને બતાવો. આ દેશની માયા મટાડીને એ દેશની માયા વધારો. આ ભિક્ષા પૂર્ણ કરો.'

હવે એમનું શરીર બીલકુલ પડી ભાગ્યું. આ વખતે નિર્દય મૃત્યુએ પોતાના બન્ને હાથ પસાર્યા હતા. ઈ. સ. ૧૮૯૬ ની ૨૭ મી મેને દિવસે એ કારી રોગે એમના ઉપર જોરથી હુમલો કર્યો. ૩ જી જુને શ્વાસ બંધ થઈ જવા આવ્યો. ડાકટરે પરીક્ષા કરી કહ્યું 'રયુમેટિઝમ ઓફ ધી હાર્ટ' છાતીનો સંધીવા. આ સમયે કયા ડાકટરે ત્હેમની સારવાર કરવી એ પ્રશ્ન ઉભો થયો. કારણ કે આટલા

દિવસ હેમના ધર્મબન્ધુ બાબુ પરેશનાથ ચટ્ટોપાધ્યાય હેમના ઘરમાં બધાની દવા કરતા હતા. પણ એ હોમિયોપેથિક ડાક્ટર હતા. આવા અણીના વખતે હેમના એકલાના ઉપર કેવી રીતે ભરોંસો રાખી શકાય? પણ અઘોરકામિનીએ મૃત્યુસમયે પણ માનસિકબળનો પરિચય આપ્યો. હેમણે કહ્યું કે 'મ્હારી દવા પરેશ બાબુજ કરશે; બીજા કોઇ ડાકટરની જરૂર નથી.' હેમની ઇચ્છા મુજબજ કરવામાં આવ્યું.

૧૩ મી જુને મ્હોટા દિકરાને બોલાવીને કહ્યું. "માજીની પાસે જાઉં છું. હવે વાર લગાડાય એમ નથી. સુબોધ! અસત્ય માર્ગે જતો ના × × × મ્હારે માટે રોતો નહીં."

આખરે ૧૫ મી જૂન આવી પહોંચી. એ એમની મહાયાત્રાનો દિવસ હતો. એ દિવસે બે વાગ્યાને બાર મિનિટે એ અનંત સમાધિમાં લીન થઇ ગયાં; હેમના પ્રાણથી અધિક વ્હાલા સ્વામી, તથા પુત્ર પુત્રીઓ બધાં હેમની તરફ આકુળતાથી જોતાં રહ્યાં. પણ હેમની સમાધિ તુટીજ નહીં. એ તો પોતે ચિરવાંછિત જગતજનનીના ખોળામાં અનંતકાળને માટે સુઇ ગયાં.

હાય! પુત્ર પુત્રીઓ હેમને માટે અશ્રુ વરસાવવાં લાગ્યાં; બન્ધુઓ રોઇ રોઇને વ્યાકુળ થઇ ગયા. ગામનાં ગરીબ લોકો હેમના મૃતદેહને ઘેરી લઇને હાય, હાય, કરવા લાગ્યા; પણ હાય! હેમનો આત્મા ગયો તે ગયોજ. હવે દીન દુઃખીઓને સહાયતા મળશે નહીં; માંદાઓની માવજત થશે નહીં, લોકો હેમની ઇશ્વરભક્તિ જોઇને વિસ્મય પામશે નહીં!!

આજ હેમનો મૃતદેહ જોવામાં આવતો નથી, પણ હેમનો અમર આત્મા 'આજ પણ કેટલીએ નારીઓના પ્રાણમાં શક્તિનો સંચાર કરે છે; કેટલાએ પુરૂષોના હૃદયમાં ભક્તિનો ઉદય કરે છે; સ્વધર્માવલંબી કેટલાએ લોકો એમની અપૂર્વ જીવન કહાણી સાંભળીને વિસ્મય પામે છે, અને હેમના આત્માને ભક્તિ પુષ્પાંજલી અર્પે છે. હમારી ઇશ્વર પાસે એજ પ્રાર્થના છે કે એ લોકો પણ એમનીજ માફક ભક્તિ અને ધર્મને સાધીને જીવનને કૃતાર્થ કરવા પામે! અસ્તુ!!

૭.

દેવી અઘોરકામિનીના સ્વર્ગવાસ પછી બાંકીપુરની પ્રજા તરફથી એક સભા ભરવામાં આવી. ત્હેમના આત્મા તરફ ભક્તિ પ્રગટ કરવા સારૂ એ શહેરના અનેક બંગાળી, હિંદુસ્તાની અને કેટલાક અંગ્રેજ સદ્‍ગૃહસ્થો ત્હાં એકઠા થયા હતા. ત્હાંના આગેવાન વકીલ બાબુ ગુરૂપ્રસાદસેને સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. ત્હેમના અંગ્રેજી ભાષણનો કાંઈક સાર નીચે આપીએ છીએ.

'ઘણા સૈકાઓ પછી અહિં આવી સભા ભરાઇ છે. એક પ્રસિદ્ધ સન્નારીની સ્મૃતિ જાળવી રાખવાને માટે આજની સભા બોલાવવામાં આવી છે. xxx મિસિઝ રાય (દેવી અઘોરકામિની) ના સંબંધમાં બોલતાં કહી શકાય કે ત્હેમના જીવનનો પ્રભાવ વિશાળ ક્ષેત્રમાં ફેલાયો હતો. xx જે કન્યાશાળામાં આપણે એકઠા થયા છીએ તે કન્યાશાળા ઘણા સમય અગાઉથી વર્તમાન હતી. પણ મિસિઝ રાયે ત્હેને નવી જીંદગી બક્ષી હતી. xxx ત્હેમણે પોતાને ઘેર પોતાને ખર્ચે એક બોર્ડિંગ હાઉસની સ્થાપના કરી હતી. અહિંની બાલિકાઓ ત્હેમનેજ પોતાની માતા ગણે છે. આ બોર્ડિંગ હાઉસમાં ત્હેમના કુટુંબની આવકનો મ્હોટો ભાગ ખરચાતો; મનુષ્યો તરફના ત્હેમના પ્રેમનું સ્મરણ જાળવી રાખવા યોગ્ય છે. ત્હેમના સમાગમમાં આવનારને માટે એ દેવીરૂપ હતાં. ત્હેમણે ફક્ત બ્રાહ્મસમાજીઓમાં પોતાનું કાર્ય કર્યું છે એમ નથી, હિન્દુસમાજમાં પણ એમણે ઘણું કામ કર્યું છે.'

બિહાર નેશનલ કોલેજના હાલના પ્રિન્સિપાલ શ્રીયુક્ત દેવેન્દ્રનાથ સેન એમ. એ. મહાશય બોલ્યા કે 'ત્હેમણે બીજાંઓને માટે પોતાનો પ્રાણ સમર્પણ કર્યો છે. બાલિકાઓ આગળ એ દાનશીલતા અને ઉદ્યમનું ઉંચા પ્રકારનું દૃષ્ટાંત રાખી ગયાં છે. મ્હને યાદ આવે છે કે, એમણે કેવી રીત્યે માતાની કાળજીથી મ્હારી સેવા કરી હતી. કોઇની પણ પીડાની વાત સાંભળતાં એ તરતજ ત્હાં દોડતાં.

પોતાની તબિયત કે પૈસાના સ્હામું જોતાં નહીં. આવી એક સન્નારીને માટે સન્માન દર્શાવવું એ આપણી ખાસ ફરજ છે.'

હિન્દુસ્તાની સદ્‌ગૃહસ્થોના આગેવાન બાંકીપુરના પ્રસિદ્ધ વકીલ શ્રીયુક્ત ગજાધરપ્રસાદ બોલ્યાઃ–" આવી મહાન્ નારીની તરફ સન્માન દર્શાવ્યાથી આપણે આપણી જાતનુંજ ગૌરવ વધારીએ છીએ. મિસિઝ રાય પોતાની બધી સુખ સગવડોને ભૂલી જઇને પોતાનું ધન બીજાઓના કલ્યાણને માટે ખર્ચતાં હતાં."

પ્રેસિડેન્સી કોલેજના હાલના અધ્યક્ષ મિસ્ટર એચ. આર. જેમ્સ બોલ્યા કેઃ—આવી એક સહૃદય નારીનું સ્મરણ જાગતી રાખવું વ્યાજબી છે. એ પોતાના મહાન્ જીવનવડે દેશનું ગૌરવ વધારી ગયાં છે. એવી સ્ત્રીશિક્ષાના ઉપરજ ભારતવર્ષનો ઉદયઆધાર રાખે છે.

ડાક્ટર જે. એન. ઘોષ મહાશયે જે કાંઇ કહ્યું ત્હેનો સંક્ષેપ સાર આ મૂજબ છેઃ—

'જે નારી હમણાં સંસારમાંથી ચાલ્યાં ગયાં છે ત્હેમની વાત યુગના યુગ સૂધી સ્મરણમાં રહેશે. ત્હેમનું અંતઃકરણ આધ્યાત્મિક ભાવથી પરિપૂર્ણ હતું. એ હમેશાં ઈશ્વરની શક્તિથી ચાલતાં; બાળક બાલિકાને સુખી કરવાં અને ત્હેમનાં હૃદય ઈશ્વર ભક્તિથી પૂર્ણ કરવાં એ ત્હેમના જીવનનું શ્રેષ્ઠ કાર્ય હતું. હિન્દુ, બ્રાહ્મ કે મુસલમાન એવો કાંઈ વિચાર એમના મનમાં નહોતો આવતો. બધાની સહાયતા માટે એ તૈયાર રહેતાં. એમની આગળ જ્યહારે કોઈ ગુંચવાડો ઉભો થતો ત્યહારે ત્હેને ઉકેલવા માટે ઈશ્વરની પાસે ખુલાસો પુછતાં. આટલા માટે એમનાં બધાં કાર્યો સફળ થયાં છે.'

દેવી અઘોરકામિનીના સંબંધમાં સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્ર મજૂમદાર મહાશય લખે છે કે–"અઘોરકામિની દર વર્ષે કેટલાક સ્નેહીઓને લઇને રાજગૃહ નામના એક બૌદ્ધ તીર્થમાં જતાં. ફક્ત ધર્મ સાધનજ ત્હેમના આ પ્રવાસનો ઉદ્દેશ હતો. ત્યહાં આગળ બે ત્રણ દિવસ સૂધી પ્રબળ ઉત્સાહથી ધર્મોત્સવ કરતાં, રસ્તામાં લોકોને મળીને જાહેર

રીત્યે ઉપદેશ આપતાં તથા નગર સંકીર્તન કરતાં. આવી રીત્યે ધર્માત્મા સ્વામીની સાથે જોડાઇને એમણે ગાઢભક્તિ, નિષ્ઠા અને ઉચ્ચ વ્રત પાલન કર્યા છે. ઇશ્વિરોપાસનામાં અઘોરકામિનીની અસામાન્ય ભક્તિ જોઇને આચાર્ય કેશવચન્દ્રે ઘણો સંતોષ પ્રગટ કર્યો હતો. વાસ્તવિક રીત્યે જોતાં ધર્મભાવ, પરસેવામાં પ્રવૃત્તિ, ભગવદ્ભક્તિ અને લોકસેવા એક સરખી રીત્યે ત્હેમના જીવનમાં ગુંથાયલાં હતાં. પારકાઓની સેવામાં ત્હેમનું આત્મસમર્પણ, સત્કાર્યમાં ઉત્સાહ, સંસાર તરફ વૈરાગ્ય, ચિત્તશુદ્ધિ, પવિત્રતા, ધર્મ, વિશ્વાસ અને અસાધારણ ભગવદ્ભક્તિની કથા જે સાંભળશે ત્હેને વિશુદ્ધ આનંદ ઉપજશે. શ્રીયુક્ત પ્રકાશચન્દ્ર રાય એમને સહધર્મિણીરૂપે પામીને ધન્યવાદને પાત્ર થયા છે અને એ પ્રકાશચન્દ્રને પતિરૂપે પામીને ધન્ય થઈ ગયાં છે. અને આપણે એ બંનેની તરફ શ્રદ્ધાપ્રીતિ દર્શાવીને સુખી થયા છીએ, ઉપકૃત થયા છીએ, કૃતાર્થ થયા છીએ.”

દેવી અઘોરકામિનીના સંબંધમાં બીજા પણ અનેક વિદ્વાનોના સારા અભિપ્રાય મળી આવે એમ છે. પણ ત્હેની જરૂર શી ? આપણે સંક્ષેપમાં ત્હેમનું જે જીવનચરિત્ર જોયું તે ઉપરથી આપણને વિશ્વાસ છે કે અઘોરકામિની માનવી હોવા છતાં પણ દેવીની માફક આ સંસારમાં સારાં કાર્ય કરીને સ્વર્ગધામમાં સીધાવ્યાં છે. આપણા દેશની કેળવાયલી સ્ત્રીઓ દેવી અઘોરકામિનીની માફક ભક્તિમતી નારી બને, અને દેશની સેવા કરવાને તન મન ધનથી યત્ન કરે એજ હમારી સહૃદય પ્રાર્થના છે. એમ થશે ત્યારે દેશની દુર્ગતિનો નાશ થશે. અસ્તુ ! અસ્તુ ! !



'ભારત જીવન' સુંદર ચિત્રો સાથે પ્રકટ થતું માસિ
પત્ર. ૧૯૧૧ ના જાનેવારીનો ખાસ અં
લગભગ ૧૫૦ પાનાનો દળદાર, ૭૫
૧૦૦ છબીઓ, વગેરે. લવાજમ રૂા.
મેનેજર-'ભારત જીવન' પોષ્ટ નં ૨ મુંબ

# " સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. "

સ્ત્રીઓ માટેજ પ્રકટ થતું ઉત્તમ માસિક પત્ર.

# સુન્દરી સુબોધ

મ્હોટાં બત્રીસ પાનાનું. અને ગ્રાહકોને દર વર્ષે એક સુબોધક, રસીલું પુસ્તક ભેટ તથા બીજા ખાસ લાભ મળે છે.

**મુલ્ય ફક્ત રૂ. ૧-૪-૦ હિન્દુસ્થાન બહાર માટે રૂ ૧-૮-૦**

સઘળો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

**'સુન્દરી સુબોધ' મન્દિર-અમદાવાદ.**

કોટકસ પેજ છાપ્યું, "ભારત જીવન" પ્રેસ-મુંબઈ.